દ'ત બાલશિક્ષણ ગ્રંથમાળા-૨

# બાળકોનાં રમકડાં

લેખક:
તારાબહેન

દક્ષિણામૂર્તિ બાલમંદિર
ભાવનગર

# બાળકોનાં રમકડાં

લેખક:
તારાબહેન મોડક
બાલમંદિર, ભાવનગર

પ્રકાશક:
નાનાભાઈ, ગિજુભાઈ
ભાવનગર

# બાળકોનાં રમકડાં

કિન્ડરગાર્ટન પદ્ધતિ જેમ જેમ પ્રચારમાં આવી તેમ તેમ બાળકોનાં રમકડાં વધતાં ગયાં, એમ કહીએ તો ખોટું નથી. કારણ કે કિન્ડરગાર્ટન પદ્ધતિની પાછળ રહેલા બાળકને પ્રસન્ન રાખવાના વિચારે સમાજની બાળક તરફની સખ્તાઈની વૃત્તિ બદલાવી નાખી. શાળામાં જાતજાતનાં રમકડાંની જરૂર પડવા લાગી. એ વિચાર ઝીલી શકે એવાં બાલપ્રેમી મા-બાપોએ તેવાં ને તેથીએ વધારે રમકડાં પોતાનાં બાળકોને ઘરમાં પૂરાં પાડ્યાં.

રમકડાંની જરૂર વધી તેમ દુકાનો વધી; ને દુકાનો વધી માટે ઘેર ઘેર રમકડાં વધ્યાં. રમકડાં બનાવનાર અનેક બુદ્ધિશાળી કારીગરોએ તેની પાછળ

બુદ્ધિ, વખત અને ધન ખર્ચ્યાં. કલ્પક લોકોએ સુબક ને સુંદર રમકડાં બનાવવા માટે યંત્રો શોધી કાઢયાં. પરિણામે આજે મુંબઇ, કલકત્તા જેવાં શહેરોમાં દેખાતી રમકડાંની મોટી દુકાનો ને વખારોમાંથી–લોહી ધોરી નસોમાંથી જેમ નાની નસોમાં ને ત્યાંથી કેશવાહિનીઓમાં જાય છે તેમ–જુદાં જુદાં શહેરોમાં ને ત્યાંથી ઠેઠ ગામડા સુધી જર્મન અમેરિકન રમકડાં પહોંચી ગયાં છે. સ્ટેશનો ઉપર ને મેળામાં તો રમકડાં ઉભરાઈ આવે છે. આમ બાળકોની રમકડાંથી રમવાની આવશ્યકતા પ્રથમ શિક્ષણપદ્ધતિ ને તેની પાછળ રહેલી ફિલ્સુફીથી સ્વીકારાઇ–ઉત્તેજાઇ–ને આખરે તે વેપારી ધોરણ પર હાથમાં લેવાઇ ને પૂરી પાડવામાં આવી. ખોટ ખાઇને પ્રચાર કાર્ય કરનાર 'શ્રી દક્ષિણામૂર્તિ' કે 'નવજીવન પ્રકાશન મંદિર'ની માફક રમકડાંમંદિરોને ખોટમાં ચલાવવાનું રહ્યું નહિ.

લોકોએ વિચાર ઝીલી લીધો. શહેરનાં, બજારનાં, સ્ટેશન ઉપરનાં, મેળાનાં તમામ નાનાં મોટાં મંદિરોને ઉદાર આશ્રય દેવો એમ પોતાનું કર્તવ્ય સમજનારાં માબાપો આગળ આવ્યાં. ભણેલાં ને બાલ્યાવસ્થાના આનંદ ને પ્રસન્નતાને વિશેષ માન આપનારાં, તેમજ શ્રીમંત માબાપો રમકડાંથી પોતાનું ઘર ભરી દેવા લાગ્યાં.

રમકડાંથી બાળકોને પ્રસન્ન રાખવાના તત્ત્વનો પ્રચાર કોઈ પ્રચારક કે ત્રૈમાસિક કે માસિક પત્રિકા કરતાંયે બહુ જ સરસ રીતે આ રમકડાં મંદિરોએ કર્યો છે. ખાસવર્ગથી આમવર્ગ સુધીના દરેકની પૈસાની કોથળીને માફક આવે ને દરેકની નજર ઠરે એવાં રમકડાં પૂરાં પાડીને, ધ્યાન આકર્ષાય એવી રીતે તેમને ગોઠવીને આ પ્રચાર કાર્ય થયું; ને તે એટલું ફત્તેહમંદ નીવડયું કે આજે મહેલે મહેલે, ઘેર ઘેર, ઝુંપડે ઝુંપડે નાનું મોટું એકાદ ચળકતું રંગીન રમકડું નજરે પડે જ છે.

આજના બાલપૂજાના યુગમા બાલપૂજકો કહી રહ્યા છે કે: "બાળકોને પ્રસન્ન રાખો. બાળકોનો આનંદ એ મહા કિંમતી વસ્તુ છે. બાળકોને માટે આપણે છીએ; માત્ર આપણા સુખવર્ધનને માટે બાળકો નથી." આવે વખતે બાળરમકડાંનો પ્રચાર વધે એ સાહજિક છે. બાળકના હાથમાં રમકડું આપવું એ બાળકને પ્રસન્ન કરવાનો સહેલો અને જાણીતો ઉપાય સર્વના અનુભવનો છે. પરંતુ બાળકોમાં રમકડાંથી ઉપજતી પ્રસન્નતા કેટલે અંશે બાલવિકાસક છે, પોષવા યોગ્ય છે; બાલશિક્ષણશાસ્ત્રી જે પ્રસન્નતા વિષે બોલે છે તે જ એ છે કે એ પ્રસન્નતા કંઇક જુદી છે, વગેરેની તપાસ કરવાની જરૂર છે.

રમકડાં બાળકોની સ્વાભાવિક રમત ઉપરથી ઉપજેલા પદાર્થો છે. એની પાછળ એક તત્ત્વ એ છે કે બાળક જે જે પદાર્થો લઇને ઘરમાં રમવા માગે છે તે જ તેને નાના રૂપમાં આપવા.

આ રીતે મોટે ભાગે મોટાંઓના સંસારની બધી વસ્તુઓ નાના રૂપમાં બાળકનાં રમકડાં બની ગઈ છે. માના રસોડામાં જે જે જાતનાં વાસણો વપરાય છે તે બધાં નાના આકારનાં રમકડા તરીકે બાળકને અપાય છે. ટેબલ, ખુરશી વગેરે ફર્નીચર તથા ખડિયો, કલમ વગેરે જે જે સામાન ઘરમાં વપરાતો હોય તે બધું નાના આકારમાં રમકડું બની શકે છે. એમ જ ઢીંગલી પણ મનુષ્યના નાના આકાર તરીકે આવી ગઇ છે.

રમકડાનો બીજો પ્રકાર બાળકોને ગમતી તેમની આસપાસની દુનિયાની વસ્તુઓનાં રમકડાનો છે. બાળકોને પશુ પક્ષીઓ ગમે છે માટે લાકડાનાં, માટીના કે પિત્તળના ગાય, ઘોડા, કુતરાં, બિલાડાં, પોપટ, મોર, એ બધાં રમકડાં થઇ શકે છે. ગાડી, મોટર, આગગાડી, વિમાન એવી બધી વસ્તુઓ પણ એ જ કારણે રમકડાં બન્યાં છે.

રમકડાંનો ત્રીજો પ્રકાર બાળકોને પ્રિય એવી વસ્તુઓનો છે. બાળકોને અવાજ પ્રિય છે માટે

સાદા ઘુઘરા, પંપુડાથી માંડીને જાતજાતનાં વાજાંઓ, નાની હારમોનિયમની પેટીઓ, ગાયનો વાગે એવી કળવાળી ઢીંગલીઓ પાવાઓ વગેરે રમકડાં નીકળ્યાં. બાળકને રંગ પ્રિય છે માટે રંગોના આકર્ષણવાળી વસ્તુઓ આવી. તે જ કારણે ઉપર વર્ણવેલાં બધાં રમકડાંમાં રંગનું તત્ત્વ દાખલ થયું. જેમકે ઘર-સંસારનાં લાકડાનાં રમકડાંને જાતજાતના પીળા, રાતા, વાદળી, લીલા વગેરે રંગોથી શણગારવામાં આવ્યાં. ખાત્રાની વસ્તુનાં રમકડાં બનાવ્યાં ત્યારે એના ઉપર પણ જાતજાતના રંગો ચડાવ્યા છે. એ જ રીતે બીજાં બધાં રમકડાંમાં રંગનું આકર્ષણ તો રાખવામાં આવે છે. તે સિવાય પેઇન્ટિંગ બોક્સ અને રંગ પૂરવાની ચિત્રોની ચોપડીઓને પણ રમકડાંની દુકાનમાં સ્થાન મળ્યું છે. બાળકોને આકારો પ્રિય છે માટે રમકડાંમાં રંગની જેમ આકારનું તત્ત્વ આવી ગયું છે. બાળકોનાં બિસ્કીટ, પીપરમીટ, ચોકલેટ ઇત્યાદિના આકારો ખાસ જોવા જેવા છે. mosaic work માટેની ગોળ, ચોરસ, ત્રિકોણ વગેરે આકારની તખ્તીઓ ને એવા એવા ખાસ આકારો ગોઠવવાનાં રમકડાં પણ બની ગયાં છે.

બાલઉદ્યોગો ઉપરથી આવેલાં રમકડાંનો એક જુદો પ્રકાર છે. શીવવાનો સામાન રાખવાની પેટી-

ઓ, બગીચો કરવાનો સામાન, દરિયા કિનારે રમવા માટે ઉપયોગમાં આવે એવો સામાન, મિકૅનો વગેરે પણ રમકડાંની દુકાનમાં દેખાશે.

બાળકોને હલનચલન પ્રિય છે. એ ક્રિયાને પોષક એવાં ફૂટબૉલ, ટ્રાઇસીકલ રૉકીંગહોરા, રમકડાંની બાબાગાડી વગેરેનો સમાવેશ રમકડાંમાં થયો છે. દડો ને ભમરડો તો સર્વદેશિય અને અત્યંત બાલપ્રિય એવાં રમકડાં છે.

બુદ્ધિ કસવાની ઇચ્છાએ તૈયાર કરેલાં પઝલ્સ, કોયડા, ચિત્ર ગોઠવવાના કટકાઓ પણ રમકડાં છે. જાતજાતનાં ચિત્ર સાથે અક્ષરપોથીઓ ને એવી એવી શિક્ષણની વસ્તુઓ પણ રમકડાંની દુકાનમાં આવી ગઇ છે.

રમકડાંની બાબતમાં ખાસ પસંદગી કે શોખ ધરાવનારાં બાળકો થોડાં જ હોય છે. આવાં બાળકો બીજાં રમકડાં હાથમાં લેતાં જ નથી. તેમાં તેમને રસ જ હોતો નથી. તેઓ અમુક જ પ્રકારનાં રમકડાંથી રમવું પસંદ કરે છે. દાખલા તરીકે કેટલાંક બાળકોને ફુટબૉલ, બૅટબૉલ ને એવાં એવાં સાધનો એટલાં પ્રિય હોય છે કે તેઓ બીજાં રમકડાં હાથમાં જ લેતાં નથી. હાથમાં લે તો પણ તેને બૉલની જેમ ફેંકવામાં વાપરે છે. એક સાદા

ચાર વર્ષનો છોકરો હતો, તેને મિકૅનો ઉપર એવી લત લાગી હતી કે બીજાં રમકડાં સામું તે જુએ પણ નહિ. આવાં બાળકો થોડાં જ હોય છે.

સામાન્યતઃ રમકડું ગમે તે પ્રકારનું હોય પણ તેથી લગભગ બધાં બાળકોને તાત્કાલિક હર્ષ તો થાય છે. રમકડાંથી રમનાર કે પ્રસન્ન થનાર બાળકો આપણે તપાસીએ તો આમ દેખાય છે: નવું રમકડું આવે ત્યારે પ્રથમ બાળકોને અત્યંત હર્ષ થાય છે. તેઓ નાચે છે, કૂદે છે ને હર્ષઘેલાં બની વાતો કરે છે; પરંતુ એ પ્રસન્નતાનો ઉભરો જેટલા જોસથી આવે છે તેટલા જ જોસથી શમી પણ જાય છે. ઘણે ભાગે બીજે જ દિવસે બાળકો રમકડાને ભૂલી જાય છે. કોઇનો ઉત્સાહ કદાચ બે ચાર દિવસ ટકે છે. આજ કાલ જાપાને બાલમાનસનો અભ્યાસ કરીને જ જાણે બે દિવસમાં તૂટી ફૂટી જાય એવાં રમકડાં બનાવ્યાં છે. એટલે બાળકના આનંદની ને રમકડાંની જીંદગી બરાબર 'દો દિનકી' જ હોય છે. પછી બીજું રમકડું ન આવે ને નવેસરથી પ્રસન્નતાનો ઉભરો ન આવે ત્યાં સુધી બાળકો અપ્રસન્ન, અવ્યવસ્થિત રહે છે; અથવા જાતે જ નવાં રમકડાં બનાવીને રમત ચલાવે છે. ઘણીવાર આપણે જોઇએ છીએ કે બાળકો એકાદ લાકડાનો કટકો, પથરો,

ઘરમાંની ખુરશી કે ખાટલા વગેરે પદાર્થો સાથે વધારે આનંદથી ને વધારે દિવસો સુધી રમે છે ને જે રમકડાંથી પહેલી ક્ષણે ઘણો આનંદ થયો હતો તે જ રમકડાં ક્યાંઇ રખડતાં પડયાં હોય છે. જ્યાં માટી, પથરા, ધૂળ ને એવા પદાર્થોથી પોતાનાં રમકડાં બનાવી લેવાની કે છૂટથી રમવાની બાળકોને રજા હોતી નથી ને રમકડાંથી જ રમવાની ફરજ આવી પડે છે ત્યાં આખરે બાળકો રમકડાંથી સીધાં રમવાને બદલે તે તોડી ફોડીને તેનું કાંઇ જુદું જ રમકડું બનાવે છે, અને મૂળ રમકડું તોડી નાખવા માટે ઠપકો પણ ખાય છે. શ્રીમંતોના ઘરમાં જ્યાં એક તૂટે કે તરત બીજું મળે ને બીજું તૂટે કે તરત ત્રીજું મળે એવું હોય છે ત્યાં આપણે જોઇશું તો બાળકો રમકડાંથી કંટાળેલાં હોય એવાં દેખાશે. દારૂડિયો જેમ દારૂ પીએ ત્યારે જ તેને ઉત્સાહ આવે ને ન પીએ ત્યાં સુધી તેની બધી શક્તિઓ શિથિલ થઇ પડે, તેમજ એ બાળકોને કોઇ પણ નવું રમકડું ન મળે ત્યાં સુધી કોઇ પણ પ્રવૃત્તિમાં રસ પડતો નથી. રમકડું નવું મળે ત્યારે જ તેમને જરા મજા પડે છે. થોડીવાર પછી તે પણ જૂનું થઇ જાય છે અને તેઓ મંદ અને નિરુત્સાહી બની જાય છે; આખરે કજીયા, બખેડા ને મારામારી વગેરે ઉપર ચડે છે.

રમકડાં વગેરેની અતિશયતાને કારણે માંદાં ન પડેલ બાળકો હરહંમેશ પ્રવૃત્તિ માગે છે. બધાં માબાપોનો આ સામાન્ય અનુભવ છે. જો તેમને પ્રવૃત્તિ ન મળે તો તેઓ દુ:ખી થાય છે. બાળક ઘરમાં જે તે વસ્તુને અડવા જાય છે ને ના પાડીએ તો માનતું નથી. મોટાંઓ જે વસ્તુઓ વાપરે છે ને તેનો જેવો ઉપયોગ કરે છે તે જ વસ્તુઓ લઇને બાળકો મોટાંઓની જેમ જ વાપરવાના પ્રયત્ન કરે છે. સાવરણી લઇને વાળવા જશે, લુગડાં ધોવા બેસશે ને વાસણ ઉટકવાની પણ હોંશ ધરાવશે. કાગળ શાહી લઇને લખવા જશે, ને છરો લઇને શાક સુધારવા પણ દોડશે. ગરીબ કુટુંબનાં માણસોને બાળકોને સંભાળવાં ભારે થઇ પડે છે; જ્યારે શ્રીમંતો બાળકોને સંભાળનારી આયા અને રમવાનો જૂદો ઓરડો રાખીને મુશ્કેલીમાંથી બહાર આવે છે; પરંતુ બાળકોની પ્રવૃત્તિ ત્યાં પણ તેવી જ હોય છે. આયાઓ આમ ન કરાય એવો ઉપદેશ દઈ અથવા ક્રિયાને રોકીને તેમની એ વૃત્તિ દબાવી દે છે. સામાન્યતઃ બાળકોને આવાં કામો કરવા મળે તો તેઓ રાજી રાજી થાય છે. એટલે મોટાંઓને જે કામ અનિચ્છાએ કરી નાખવાનું, પતાવી દેવાનું અને

ઉકેલી નાખવાનું છે એ બધું બાળકને અત્યંત આનંદદાયક છે.

બાળકોને છૂટી જગ્યામાં ફરવા લઇ જઇએ તો તે આમ તેમ હર્ષથી ફરે છે. ખડ કાંકરીથી માંડીને જે જે આજુબાજુ પડયું હોય તે બધું જોવામાં–તપાસવામાં–તેમને બહુ જ મજા પડે છે. બાળકો પરત્વે એ સામાન્ય અનુભવ છે. મોટાંઓની જેમ કામ કરવું એમાં બાળકોને એક પ્રકારનો આનંદ છે. તેમજ કુદરતની નાની નાની, ઝીણી વાતો જે આપણને પરિચયને લીધે સાવ સાધારણ લાગે છે તે તેમને ગન નવી ને અદ્‌ભુત હોવાથી તેમનું અવલોકન અને પરિચય, એ બાળજીવનને આનંદદાયક લાગે છે.

નાચવું, કૂદવું, દોડવું, ઠેકવું, લપસવું, ચડવું, તરવું વગેરે શરીરના હલનચલનના વ્યવહારો પણ બાળકોને મન અત્યંત પ્રિય એવાં કામો છે. બાલઅવલોકનકારોના સાધારણ અનુભવની આ વાત છે.

ઉપર વર્ણવ્યા બાલઆનંદના પ્રકારો ને બાળકોના સ્વાભાવિક આનંદના પ્રકારો છે. એ સિવાય બાળકો રમત રમે છે ને રમકડાંથી પણ રમે છે.

આ સ્થળે આપણે રમકડાંની રમતોનો જ વિચાર કરવાનો છે.

ખરી રીતે એમ છે કે ઉપર જે રમતો બાળકોની સ્વાભાવિક રમતો તરીકે વર્ણવી છે તે બાલવિકાસને પોષક અને આવશ્યક રમતો છે, તે દ્વારા તેમનો શરીરવિકાસ થાય છે ને સ્નાયુ ઉપરનો કાબુ આવે છે. આસપાસની દુનિયા પરત્વે ઉત્પન્ન થતી સ્વાભાવિક જીજ્ઞાસા તૃપ્ત કરવી એ બધું તેમની શારીરિક તેમજ માનસિક સુદૃઢતાને પોષક છે. બાળક તે તરફ એટલી સ્વાભાવિકતાથી જાય છે કે જાણે ધાવણું બાળક ભૂખ લાગે ત્યારે પોતાની બા પાસે ધાવવા જાય અને ભૂખ તૃપ્ત થતાં ધાવવાનું મૂકી દે તેવી જ રીતે બાળકો રમતની જરૂર પૂરી થતાં રમતને મૂકી દે છે.

રમકડાં એ બાળકોની રમતો ઉપરથી નીકળેલાં હોવાથી કોઇ તેને બાલરમતોનાં સ્વાભાવિક સાધનો કહી બેસશે પણ તેમ નથી.

બાળકોની પહેલા પ્રકારની રમતો એટલે ઘરનાં કામકાજો સંબંધીની રમતો, ને તેને લગતાં રમકડાં લઇએ. આમાં મુખ્ય તફાવત એ છે કે બાળક જ્યારે સ્વયંસ્ફૂર્તિથી કામ કરવા લાગે છે ત્યારે તેના મનમાં બા કે બાપની કામ કરતા વખતની ગંભીરતા

હોય છે. તેને ખરેખર સાચું કામ કરવાની ઇચ્છા હોય તે વખતે આપણે રાંધવાનાં ને એવાં બીજાં રમકડાં આપીને કામની રમત અથવા નાટક કરવા તરફ તેમને પ્રેરીએ છીએ. ખોટું ખોટું રાંધવાનું, ખોટું ખોટું વાળવાનું ને બધું ખોટું ખોટું. તેથી એક તો આપણે તેને તરંગી રમતોમાં જવાનો રસ્તો બતાવીએ છીએ, બીજું ખોટાં ખોટાં કામમાં ખરા કામની ગંભીરતા, કાળજી કે મહત્ત્વ રહેતું નથી; જો કે ઘર ઘરની રમતમાં ઘણીવાર છોકરાંઓ રમતનું ખોટાપણું ભૂલી જાય છે; પરંતુ તે કામના ખરાપણાને લીધે નહિ, પણ આરોપિત કાર્યને લીધે. ત્રીજું રમકડાંનાં વાસણો લઇને કેટલુંય રાંધે કે વાળેચોળે અથવા એવાં જ બીજાં કામો કરે તોયે ખરા કામમાંથી મળતો કામ કર્યાનો સંતોષ તેમને એમાંથી મળતો નથી. એટલે બાળકોની સાચેસાચું કામ કરવાની કેટલીએક જંખના કાયમ જ રહે છે; જ્યારે કેટલાંએકમાં કામની જાગૃત થયેલી વૃત્તિને તે વખતે રસ્તો ન મળવાથી તે મરી જાય છે, ને આગળ જતાં તેમનામાં લગભગ જીંદગી સુધી કામ પ્રત્યે કંટાળો જ રહે છે. કારણ એ છે કે જે વખતે સ્નાયુઓ હીલચાલ માગતા હતા તે વખતે તેમને તેવાં કામો ન મળવાથી સ્નાયુઓમાં એક જાતનું

અણઘડપણું રહી જાય છે. આવા સ્નાયુઓનો વપરાશ મનુષ્યને કંટાળા ભરેલો લાગે છે. ચોથું ઘરઘર જેવી તરંગી રમતો ઉપર જ્યારે બાળકો ચડે છે ત્યારે સાચે સાચો કામનો આનંદ લેવાને બદલે ઘરમાં જોયેલાં કે સમાજમાં જોયેલાં એવાં અનેક કૌટુંબિક ને સામાજિક તત્ત્વો એમાં એટલાં બધાં દાખલ થાય છે કે ઘર સંબંધીનાં કામો ઘણે ભાગે ગૌણપદ જ ભોગવે છે. એકંદરે બાળકોની ઘરકામ કરવાની સ્વાભાવિક ઇચ્છા તેમને ઘરને લગતી વસ્તુઓનાં રમકડાં આપવાથી તૃપ્ત થતી નથી. ઉલટી તે વિકૃત થાય છે; તેના શુદ્ધ સ્વરૂપમાં અનેક બીજાં તત્ત્વો દાખલ થઇને કંઇક જુદી જ વસ્તુ બાળકો આગળ આવે છે. સ્નાયુઓને વાપરીને તેના ઉપર કાબુ મેળવવાનો આનંદ લેવાને બદલે કંઇ જુદી જ વિકૃત વસ્તુ તેમના આગળ આવે છે.

ઢીંગલીની રમત ઘરઘરની રમતનું એક અંગ છે. એ છોકરીઓની અતિ પ્રિય રમત છે. એની પાછળ બાળકમાં ને ખાસ કરીને છોકરીઓમાં દેખાતો વાત્સલ્યભાવ છે, પણ ઢીંગલીની રમતમાં એ ભાવને બળવાન રીતે કેળવવાને બદલે ઘણીવાર છોકરીઓ એ બાબતમાં વધારે પડતી તરંગી બને છે; કારણ સામેથી ઢીંગલી પોતે ધારે તે પ્રમાણે પ્રત્યુત્તર આપે

છે એમ બાળકે માની લેવાનું હોય છે. સાચેસાચું બાળક કે ગલુડિયાં અથવા બિલાડીનાં બચ્ચાં વગેરેને રાખવાં હોય તો તેમને જીવંત વિકસતી વસ્તુઓની સાથે સંબંધ બંધાય છે. તેથી વાસ્તવિકતાથી દૂર જઇ ગમે તેમ કલ્પના કરી લેવાનું અને પોતાને ગમે તે જાતનો પ્રત્યુત્તર કલ્પી લઇ, તરંગની દુનિયામાં જ જીવન ગાળવાનું હોતું નથી. સાચેસાચા પ્રત્યુત્તરો મળે છે, જેમકે નાનું બાળક હસે છે, રડે છે; બચી ભરે છે; ગલુડીયું વ્હાલથી ચાટે છે; આનંદથી નાચે છે, વગેરે સાચા પ્રત્યુત્તરો જ ખરૂં વાત્સલ્ય કેળવી શકે છે. નાનાં ભાંડુઓને રાખવાં, રમાડવાં, તેમનાં કામો કરવાં; કુતરાં, બિલાડાં પોપટ, મેના અને નાનાં ઝાડવાંને ઉછેરવાં વગેરે ઢીંગલીની જગ્યા વધારે સારી રીતે લઇ શકે છે. એમાં પ્રેમતત્ત્વ ખીલી શકે ને સંભાળ ને સાવચેતી પણ વધે.

બાળક એની મેળે કલ્પનામાં ચડીને ખોટી ખોટી કે ખરી ઢીંગલી લઇને વખતે રમી લે, તો તે બહુ નુકશાનકારક ન નીવડે, પણ જ્યારે તે રમતને ખાસ પોષણ મળે છે, ઉત્તેજન મળે છે, ત્યારે તો તે બહુ જ નુકશાનકારક બને છે. બે રીતે આ રમત પોષાઇ છે. એક સામાજિક રીતે. આજે ઘેરઘેર રમાતી ઢીંગલીઓની રમતો એ જાતની છે. એમાં સમાજના

કુરિવાજનાં બધાં તત્ત્વો આસ્તે આસ્તે દાખલ થાય છે. બાળકોની સમજણની બહારની જેવી કે લગ્ન, અધરણી અને સુવાવડ સુધીની વાતો પણ તેમાં આવે છે. વર વહુ, સાસુ વહુ, નણંદ ભોજાઈ, વગેરે સામાજિક વ્યવહારનું ત્યાં નાટક થાય છે ને તે વડે આ સંબંધોમાં ટંટાઓ કેમ ચલાવાય, હલકાઈ કેમ કરાય, વગેરે સંકુચિત સમાજજીવનના પાઠો દીકરીઓ ત્યાં ભણે છે.

બીજી રીતે શાળાએ આ રમતને સંસ્કારી બનાવવાનો પ્રયત્ન કર્યો છે. ઢીંગલીનાં કપડાં શીવવાં, ઢીંગલીની નાની ઉજાણીઓ માટે રાંધવું વગેરે વગેરે; એમાં ઢીંગલીની રમતને બહાને ઘરગથ્થુ કામો શીખવી દેવાની યોજના અથવા યુક્તિ છે; પરંતુ ઘરગથ્થુ કામોમાં બાળકો સ્વતઃ આનંદ લઈ શકે છે, ત્યાં તેમને ફોસલાવવાની કે છેતરવાની શી જરૂર? સાચા કામને રમતપણું એટલે ખોટાપણું આપીને તેનું ખરાપણું કે મહત્ત્વ શા માટે ઓછું કરવું? આવાં ખોટાં કામોમાં કામ કર્યાની તૃપ્તિ મળતી નથી. બાળકો સાચેસાચ શીવે, રાંધે, પીરસે, ઉજાણી કરે તો શું ખોટું? બાળકોને આમાં રસ નહિ પડે, કોઈ પણ ઉપયુક્ત કામો સ્વતઃ પ્રિય હોતાં નથી, કામ અપ્રિય વસ્તુ છે, માત્ર રમત પ્રિય છે, વગેરે પ્રકારની

માન્યતાઓ આની પાછળ છે, જે અનુભવથી ખોટી ઠરી છે.

સ્વતઃ કામ આપવાને બદલે રમકડાં આપવામાં બે વિચારો રહેલા છે. એક તો બાળકો મોટાંઓની મોટી વસ્તુઓ ઉપાડીને કામ કરી શકતાં નથી તેથી બાળકોને માટે તે જ જાતની પણ તેઓ વાપરી શકે તે કદની નાની વસ્તુઓ બનાવવી જોઇએ એ વિચાર યોગ્ય જ છે; પરંતુ તે એટલી બધી નાની ન થવી જોઇએ કે તેનો મૂળ હેતુ જ નિષ્ફળ જાય. સિવાય આમ જૂદી વસ્તુઓ આપવા કરતાં મોટાંઓનાં કામમાંથી જ બાળકો કરી શકે એવાં કામો જો બાળકોને બતાવવામાં આવે તો કામનું સાચાપણું સચવાય. કામ સાથે બાળકની એક બીજી ભાવના રહી છે; પોતાની બા કે બેન ભાઇ વગેરેને મદદ કરવી, ને તેમની સાથે સહકાર કરવો; એ વૃતિ પણ પોષાય અને તૃપ્ત થાય. રસોયો રસોઇ કરતો હોય તો તેમની પાસે જઇને બાળકો કામ કરવા માગતાં નથી, પરંતુ જ્યારે બા રસોડામાં જાય છે ત્યારે બાળકો તેની પાછળ જઇને કંઇક કરવા માગે છે. તે વખતે તેઓ કરી શકે એવો ઉદ્યોગ 'બા' આપી શકે તો તે રાજીના રેડ થાય છે.

રમકડાં દેવામાં બીજો વિચાર એ છે કે મોટાં-ઓને પોતાનાં કામો જલ્દી પતાવવાનાં હોય છે. એ કામો બાળકો સાથે રમતાં રમતાં કરે તો કયારે પાર આવે ? બીજું બાળકો કામમાં મદદ કરવા કરતાં કામો બગાડે છે, ને મોટાંઓનું તેટલું કામ બગડે છે. આ લપમાંથી છૂટાં થવાને બાળકો આગળ ચાર રમકડાં મૂકી દીધાં એટલે પત્યું. ગરીબોનાં ને મધ્યમ સ્થિતિનાં ઘરોમાં આને બદલે ઘરનો એકાદ ખૂણો બાળકોને આપી દે છે. વાસણ ઉટકતી વખતે બે છાલિયાં કે વાટકા અગર ચમચા તેમની પાસે મૂકે છે. કપડાં ધોતી વખતે એકાદ ચોળી કે તેમનું એકાદ ઝબલું ને એક કળશો પાણીનો આપે છે. રાંધતી વખતે પણ બાળકો કરી શકે એવાં કાંઇ કાંઇ કામો તેમને આપે છે. આથી બાળકો ખુશ થાય છે. ગરીબ લોકો ઘણીવાર નાનાં છોકરાંઓને આમ કામે લગાડે છે. આ રીત સારી છે પણ ત્યાં બીજી ભૂલ થવાનો સંભવ હોય છે. આની રીતે કામો સોંપીએ તેમાં બે વાત ખાસ ધ્યાનમાં રાખવી.

પહેલી એ કે આ કામો બાળકોને માટે રમતો છે એ મોટાંઓએ ભૂલવું નહિ. બાળકો એમનાં રમ-કડાંથી રમે છે ત્યાં સુધી મોટાંઓ તેમની રમતમાં પડતાં નથી; પરંતુ જો તેઓ કામ કરવા આવે તો

"ફલાણું કામ અધુરૂં મૂકીને કેમ ગયાં?" "ફલાણું જલદી કેમ ન કર્યું?" એમ ઠપકો દેવા લાગે, કામ પૂરૂં કરીને જવાનું કહે, અથવા ફોસલાવીને કામ કરાવવાનો આગ્રહ રાખે તો તેમની કામ કરવાની હોંશ ભાંગી જાય; તેમને જેટલો વખત કામ કરવું હોય તેટલો વખત કરીને પાછું પડતું મૂકવાની છુટ હોય તો જ તેઓ બીજે દિવસે ફરીવાર હોંશથી તે કામ ઉપર આવે છે; નહિ તો તેઓ રમકડાંનાં વાસણોથી અથવા ઠીકરાં ને પથરાનાં કાલ્પનિક વાસણોથી રમવું વધારે પસંદ કરશે, કારણ જ્યારે ગમે ત્યારે તેઓ તે મૂકી દઇ શકે છે.

બીજું જ્યારે તેઓ આપણી સાથે કામ કરવા આવે ત્યારે 'આમ કરો' 'તેમ ન કરો' એવી કામ સંબધે ઘણી બધી સૂચના દઇએ છીએ અને તે સૂચનાઓ પ્રમાણે કેમ ન કર્યું માટે ઠપકો આપીએ છીએ. આને આપણે ટોકવું કહીએ છીએ. બાળકો તેથી બહુ ત્રાસે છે. તેમના રંગમાં ભંગ પડે છે. પહેલાં જે રમતરૂપ લાગતું હતું તે હવે કંટાળા ભરેલું લાગે છે એક વખત મોટાંઓએ બાળક જૂએ તેમ આસ્તેથી કામ કરી બતાવવું ને પછી બાળકોને તે કરવા છૂટાં મૂકવાં જોઇએ. થોડા જ દિવસમાં તેઓ તેમની મેળે, ધીમે ધીમે સરસ રીતે

કામ કરવા લાગશે. ન લાગે તો ફરીવાર સારી રીતે તે કેમ કરાય તે તરફ મોટાંઓ તેમનું ધ્યાન ખેંચે. વચ્ચે ક્યારે ને કેવી રીતે પડવું એની ખબર ન હોવાથી તે સંબંધમાં ભૂલો થઇ બેસે છે. જ્યારે બાળકો ઘર ઘર રમતાં હોય ત્યારે જેમ મોટાંઓ તેમની વચ્ચે પડતાં જ નથી તે જ ધોરણ આમાં રાખે તોયે ઘણો લાભ છે.

પહેલા પ્રકારનાં રમકડાં વિષે ટુંકામાં એટલું જ કે બનતાં સુધી બાળકોને સાચા કામમાં જ જોડાવા દેવાં. રમકડાંથી તેમની ખરી ભૂખ ભાંગવાની નથી.

આસપાસની દુનિયાની બાલપ્રિય વસ્તુઓનું પણ એમ જ છે. બનતાં સુધી સાચાં પ્રાણી, સાચી વસ્તુઓ જોવા તેમને લઇ જઇએ; તેમનું મન તૃપ્ત થાય ત્યાં સુધી તે વસ્તુઓ તેઓ જુએ એ જરૂરનું છે. સામાન્યતઃ બાળકો આસપાસની દુનિયામાંથી જ રમકડાના પદાર્થો પસંદ કરે છે, જેમકે ચકલી, કાગડા, કૂતરા, ગાય, બળદ, ઘોડા વગેરે જે બધાં સાચેસાચાં જોવા મળી શકે છે. પ્રાણીજીવન બાળકોને બહુ આકર્ષક હોય છે. તેમને છૂટાં મૂકીએ તો પોતાની આસપાસની દુનિયામાંથી જે જાતનાં પશુ, પક્ષીઓ, કીડી, ખીસકોલી જે મળે તેની પાછળ જઇને તેમના જીવનનું અવલોકન

કરવાની તેઓ મજા લે છે. એ કામ તેમને ચિત્રો કે માટીના કે લાકડાના ઘોડા કે કૂતરા આપવાથી કોઇ દિવસ સરવાનું નથી. શહેરના રહેવાસી બાળકોને ચકલી, કૂતરૂં, બિલાડું વગેરે જોવા મળી જ શકે. ગાડીના ઘોડા વગેરે પણ તેઓ જોઇ શકે છે. બાળકોની દુનિયાની બીજી પ્રિય વસ્તુ તે ગાડી, આગગાડી, વહાણ વગેરે પદાર્થો છે. તેમની ગતિને લીધે બધાં બાળકોને તે આકર્ષે છે. શક્ય હોય ત્યાં આવા પદાર્થના પ્રત્યક્ષ અવલોકનથી ખરી મજા લેવાની અનુકૂળતા કરી આપવી. મુંબઇ જેવા શહેરનાં છોકરાં — બીજી રીતે તેમની ભૂખ મરી ગઇ હોય તો — ટ્રામગાડી, મૉટર ને સાઇકલોને જોતાં ધરાતાં નથી; કલાકો સુધી જોયા જ કરે છે. છતાં તેમને માથે પણ મોટરનાં રમકડાંથી રમવાનું આવી પડે છે. આ વસ્તુઓમાં રહેલ તેમના જીવંત રસને જુદું જ સ્વરૂપ મળે છે. સિવાય આ પદાર્થો પ્રત્યક્ષ જોવાથી તેમને રોજ ને રોજ જે કાંઇ કાંઇ નવું જ નજરે આવે છે, કાંઇ કાંઇ નવું જ જાણવાનું મળે છે, તેવું કશું જ રમકડાંમાંથી મળવાનું નથી. ખરી મોટર જોતાં હોય તો એક દિવસ તેની ગતિ તરફ ધ્યાન જાય છે; કેટલાય દિવસ તે જુએ છે ત્યારે એકાદ દિવસ મોટર કેમ ઉભી રહે છે

અથવા કેમ ઉપડે છે અથવા કેમ વળે છે તે તરફ ધ્યાન જાય છે; કોઇ દિવસ મોટરનો રંગ તો કોઇ દિવસ મોટરનું હૉર્ન એમ નવી નવી વસ્તુ રોજ ને રોજ બાળક આગળ આવે છે. કોઇ દિવસ એનું પેટ ઉઘડેલું જોઇને ખુશ થાય છે, તો કોઇ દિવસ ટાયરમાં હવા ભરતાં જુએ છે. ગાડીનું, આગગાડીનું પણ એમ જ છે. આપણી આસપાસ ઘરમાં કે બહાર પડેલા પદાર્થોની રચના ને તેને ચલાવવાની રીત બાળકોને મન એક અત્યંત રસભરી વાત છે. બાળકો પોતાના અવલોકનમાંથી પોતાની વૈજ્ઞાનિક વૃત્તિ ખીલવે છે, ને મનમાં ને મનમાં કાર્યકારણો શોધે છે જ્યારે રમકડાં તો એ વૃત્તિના વિકાસને આડે આવનારી જ વસ્તુ થઈ પડે છે. બેશક આપણા પ્રિય જનનો ફોટો આપણે પાસે રાખીએ છીએ તેમ બાળકો પ્રિય વસ્તુઓનાં ચિત્રો કે રમકડાં પાસે રાખવા માગતાં હોય તો તેમને આપણે ના ન પાડીએ; પણ આપણે તે તેમના ઉપર લાદીએ નહિ. સાચા પદાર્થો તરફનું તેમનું આકર્ષણ રમકડાંથી મટશે એમ માનવું નહિ, અને ઇચ્છવું પણ નહિ. તેમને ગમતા સાચા પદાર્થો તરફ તેમને લઇ જવાની કે તેમને જવા દેવાની ફરજ તો ઉભી જ રહે છે.

ત્રીજા પ્રકારનાં રમકડાં એટલે અવાજ, રંગ, રૂપ, રુચિ વગેરે બાળકોની સ્વાભાવિક હાજતોને લીધે જે બાળકોને પ્રિય છે તેવાં થોડાં ઘણાં રમકડાં બાળકોને આપવામાં આવે તો બહુ વાંધો નથી. પરંતુ આ રમકડાં વતી બાળકોનું ઇંદ્રિયશિક્ષણ થાય છે, તેમની રંગની ઇંદ્રિય કે અવાજની ઇંદ્રિય કે આકાર ગ્રહણ કરવાની ઇંદ્રિય કેળવાય છે, અથવા ઇન્દ્રિયવિકાસ થાય છે એમ જો લોકો માનતા હોય તો તે ભૂલભરેલું છે. એને વિષે ચર્ચામાં અહીં ન ઉતરીએ; કેમકે તેથી ઇન્દ્રિયવિકાસ અને ઇન્દ્રિય-કેળવણી સંબંધેની ઝીણવટમાં ઉતરવું પડશે. ચોક્કસ પદ્ધતિથી વિકસનારી ઇન્દ્રિયોને આવી જાતનાં રમકડાં પ્રિય થઇ પડશે; એમના ઉપર તેમને કંઈ પુનરાવર્તન મળશે અને જરા મજા આવશે. જેમકે રંગની તખ્તીઓ (મોન્ટીસોરી શાળાનું એક સાહિત્ય) ઉપર કામ કરનાર બાળકને દુનિયા આખીના રંગો ઓળખવાની મજા પડે છે. તેઓ રમકડાંમાં પણ રંગો જોશે. પરંતુ રંગની ઇન્દ્રિય ખીલવવા માટે આ રંગીત રમકડાંની જરૂર હોય એવું નથી જ. આવાં રમકડાં વાંપરનારાઓએ પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે એ પ્રકારનાં ધ્વનિ, રંગ, કે રૂપથી વિશેષ આકર્ષક બનાવેલાં રમકડાં એ

થોડાએક વિલાસ તરીકે આપવા જેવા પદાર્થો છે. જેમ મીઠાઇ કે મિષ્ટાન્નો એ રુચિના વિલાસો છે અને કવચિત તહેવારે આપવા જેવા છે, પણ રોજના શરીરપોષણના કામના નથી; તેમજ રમકડાં પણ થઇ શકે તો વિલાસ તરીકે જ બાળકોના જીવનમાં થોડા પ્રમાણમાં દાખલ થઈ શકે. આજની ઘડીએ આજુબાજુના વાતાવરણને લીધે ઘણીવાર બાળકો રમકડાંની માગણી કરે છે. રમકડાં ન મળે તો અસંતુષ્ટ રહે છે, માટે કોઇ વખતે તેમને થોડાંએક અપાચીએ. પણ આપનાર સ્વજન તેની વિકાસ વિષયક ખરી કિંમત જાણતો હોય તો તે બહુ નુકશાન ન કરે; પરંતુ મોટાંઓ જ્યારે એમ માને છે કે એ બહુ જ સારી વસ્તુ છે, ત્યારે રમકડાંના આકર્ષણ સાથે મોટાંઓના મતનું વજન પણ રમકડાંથી જ રમાડવા તરફ પડે છે, ને ત્યારે બાળકને વધારેમાં વધારે નુકશાન થાય છે.

બાળઉદ્યોગોને પોષક રમકડાં આપવામાં હરકત નથી. જેમકે શીવનાર બાળકને શીવવાની પેટી, મિકૅનીકલ વલણના બાળકને મિકૅનો, કાગળ કાપવાનાં સાધનો, સાદડી ગુંથવાનાં સાધનો, મોતી પરોવવાનાં તોરણો વગેરે બનાવવાનાં સાધનો,

બગીચા કરવાનાં સાધનો વગેરે બાળકોને તંદુરસ્ત રમત થઇ પડે છે. એમાં આમ કરો ને તેમ કરો, એમ જરૂર વગરની સૂચના આપવાની તસ્દી મોટાંઓ ન લે તો બાળકો પોતાની મેળે સુંદર સર્જનોની ભેટ આપણને આપે છે. રમકડાંનો ઉપયોગ કરી દેખાડવામાં વાંધો ન જ હોય.

હલનચલનને પોષક રમકડાં પણ નુકશાનકારક નથી; માત્ર તેની અતિશયતામાં નુકશાન છે. જેમકે ફૂટબોલ, ટ્રાઇસીકલ, સ્કીપીંગ રોપ (કૂદવાની દોરી) વગેરે બાળકને આનંદ સાથે કસરત આપે છે. એવી રમતોમાં સ્પર્ધા વગેરેનાં તત્ત્વો દાખલ ન થાય તો બાળક તેનાથી જરૂર જેટલું રમીને તેને મૂકી દે છે. તેથી વધારે પડતી કસરતની બહુ બીક રહેતી નથી. આવાં રમકડાંમાં ને તેમની રમતમાં એટલું જ ધ્યાન રાખવાનું છે કે તે વધારે પડતાં આકર્ષક બનીને બાળકના સ્નાયુઓને ઇજા થાય એટલો વ્યાયામ કરાવે નહિ. એમાં મોટાંઓ કે બીજાં છોકરાંઓ વચ્ચે પડે ને સામાજિક કે સ્પર્ધાત્મક તત્ત્વો દાખલ થાય ત્યારે એ જાતની અતિશયતાની બીક રહે છે; અર્થાત્ એ સાધનો વગર કસરત કે શરીરવિકાસ થવાનો નથી એમ તો નથી જ; એ શ્રીમંતોના વિલાસો તો છે જ; પણ

નુકશાનકારક નથી. બુદ્ધિ કસનારાં રમકડાંનો બાળકોને શોખ હોય તો તે આપવામાં બહુ હરકત નથી; પરંતુ એવાં રમકડાંથી બાળકોની બુદ્ધિનો વિકાસ થાય છે એવું માનવાની ભૂલ કરીએ નહિ. ખરી રીતે વિકસેલી બુદ્ધિને તેઓ વ્યાપાર આપે છે. તે પ્રમાણમાં હોય ત્યાં સુધી આવાં રમકડાંથી રમવામાં હરકત નથી. આનું જ વ્યસન બની ન જાય અને સર્જનાત્મક બુદ્ધિનાં કામો મૂકીને બાળકો કોયડા અને એવાની જ પાછળ ન પડે એટલું જ ધ્યાનમાં રાખવું.

રમકડાં અપાવતી વખતે બે ચાર વાતોનું ધ્યાન રાખવું ઘટે.

૧ બાળકો અંદરના આકર્ષણથી રમકડાં માગે છે ?

૨ રમકડાંની દુકાનમાં લઇ જઇએ તો પોતાની પસંદગીથી રમકડાં ઉપાડે છે કે ગમે તે રમકડું એને ચાલે છે ?

૩ બાળકો પોતાની ઇચ્છાથી રમકડાંથી સ્વયં રસપૂર્વક કેટલો વખત રમે છે ને કયા પ્રકારનાં રમકડાંથી વધારે વખત રમે છે ?

આ રીતે થોડુંક પોતાનાં બાળકનું અવલોકન કરતાં રહીએ તો કયા પ્રકારનાં રમકડાં અપાવીએ તો ઠીક એ નિર્ણય કરવામાં તેમજ પોતાના બાળક પરત્વે રમકડાંથી ફાયદો શો છે તે નક્કી કરવામાં મદદ રૂપ થશે.